# सुरेखाहरणना नाटकनां गायनो.

બનાવી તથા છપાવી પ્રસિદ્ધ કરનાર.

શા. મોહનલાલ જેઠાભાઈ કોઠવાળા.



अमदावादमां

આસ્ટોડિયા ચકલાની સડક ઉપર શા. મો૦ જે૦ ના મકાનમાં

આર્યોદય—પ્રેસમાં.



સન. ૧૮૮૯—સંવત. ૧૯૪૫.

કીંમત ૦-૨-૦

૩૭૦૨

# सुरेखाहरणना नाटकनां गायनो.

## मंगळाचरण.

સર્વે પાત્રો— પુર્ણ થયો છે ખેલ સજનો—એ રાહ.

તું પ્રભુ દીન દયાળ જગમાં તું પ્રભુ દીન દયાળ. ટેક
આ વિનતિ હરી ઉર ધર મારી,
લે શેવક સંભાળ. જગમાં તું
અખીલ ભુવનમાં આશરો તા'રો,
હું અજ્ઞાની બાળ. જગમાં તું.
આપ થકી આ વિશ્વ પ્રકાશીત્,
છો સહુના ભુપાળ. જગમાં તું.
સત્તા તુજ વ્યાપક છે સૌમાં,
કિર્તિવંત કૃપાળ. જગમાં તું.
દ્યો વિદ્યા સુસંપ સર્વમાં,
વૃદ્ધ જુવાન ને બાળ. જગમાં તું.
મેહેર કરો મુજ ઉપર સ્વામી,
જયજયજય જગપાળ. જગમાં તું.

### શાર્દુલવિક્રીડિત છંદ.

જેણે આ જગની રચીજ રચના તેને કરૂં યાચના,
માગું છું મતી શુદ્ધ શુભ કરવા કાર્યો તણી વાંચ્છના;

જાણીને નિજ બાળ ભાળ કરી ધો સારા વિચારો સદા,
પ્રેરો તે પણ થાય મંગળ યથા તેવું કરો સર્વદા.

---

## પ્રવેશ ૧ લો.

(સ્થળ હસ્તીનાપુરમાં દુર્યોધનની કચેરી.)

દુર્યોધન— ગજલ.

સુણ ભાઇ કર્ણ તું, આ વાત મારી આજ
ભર્તખંડને વિષે છે, વ્યાપ્યુ મારૂ રાજ.
કામરૂ કોકણુ ને, પંજાબ આદી દેશ;
સોરઠ ને સિંધ, આણુ માને છે નરેશ.
ચક્રવર્તિ રાજ તું પ્રતાપ માહરૂ.
સર્વમાં અધિક બળ છેજ તાહરૂ.
યુદ્ધમાં પ્રવીણ રાજકાજમાં છું એમ,
તુજ વીણ સુખથી રે'વાય પળ કેમ.
સર્વ દેશ માંહે આણુ આપણી ફરે,
દેશના નરેશુ કામ પુછીને કરે.
પણ એક વાતે દેહ મુજ દુઃખની ભરી,
શત્રુ પાંડવો તે આણુ માને ના જરી.
માટે તેનો કરવો કાંઇ જલદીથી ઉપાય,
એ જાય કે મરાય ત્યારે તન ટાઢુ થાય.

કર્ણ— એજ રાહ.

સાંભળોને વાત તેથી કાજ સૌ થશે,

ધુત રમી હાર પામી વનમાં જશે.
કપટ બાજી માંડીને બોલાવો આપ ઘેર,
રાજપાટ હરાવીને વાળીએજ વેર.
દ્રૌપતિ જે નાર તેના હોડ રાખીશું,
ઇંદ્રપરથ લેઈ વનવાસ આપશું.

---

## પ્રવેશ ૨ જો.

(સ્થળ પાંડવોની કચેરી).

ુત રમવાને માટે પાંડવોને ઇંદ્રપરથથી બોલાવવાને દુર્યોધને શેવકને મોકલ્યો, તે પાંડવો પ્રત્યે આવીને કહે છે.

શેવક— અરેલાલ દેવ—એ રાગ.

સુણો ધર્મ રાજા કરૂ વિનતી,
ખબર કહેતાં જીભ આ ઉપડતી નથી
મહા દુષ્ટ રાજા અમારો ખરે,
કરે કામ કેવાં જુવોને અરે.
બોલાવે તમોને ત્યાં રમવાને કાજ,
કરી મેહેર સર્વે પધારો મહારાજ.
કરણુ દુર્યોધનને શકુની સહુ,
સભા મધ્ય જઇ વાટ જોતા બહુ.

પાંડવો આવે છે તેની જોડે દુર્યોધન સરત કરે છે.

ગીતિ.

સુણજો બંધુ મારા, સરત આપણી રમવાની સારી,

જે જીતે આ રમતાં, તે થાયે સહુ રાજ અધિકારી;
હારે તે સહુ મુકી, રાજપાટને અઘોરં વન જાયે.
માલ સહીત ભંડારો, ને નારી તે બીજાની થાયે.

પાંડવો હાર્યા એટલે દુર્યોધન દ્રૌપતિને સભામાં બોલાવીને ચિર તાણે છે. તે વખતે પ્રભુની સ્તુતિ કરે છે.

દ્રૌપદી— રાગ આશાગોડી.

રક્ષા કરે પ્રભુ મારી, હરનિશ રક્ષા કરે પ્રભુ મારી. ટેક.

દુષ્ટ રાયે મારી હુરમત લેવા,
નીચ આ બુદ્ધિ વીચારી. હરનિશ.
બીન અપરાધિ હું અબળા છું,
પાંડવ કેરી નારી. હરનિશ.
દીન દાસીની અરજ સુણીને,
વારે ચઢો ગીરધારી. હરનિશ.
ધુત રમી હાર્યા મુજ ભર્તા,
રાજપાટ અધિકારી. હરનિશ.
કરજોડી વંદુ પ્રભુ તુજને,
લજ્જા રાખોને મારી. હરનિશ.

દ્રૌપદીનું રૂદન જોઇને ભીમસેન ક્રોધાવેશમાં બોલેછે.

**વિજય ટેક કેમ તજેરે—એરાગ.**

મને આજ્ઞા આપો ધર્મ રાય, દુર્યોધનને ઠેર મારૂ રે.
સભા મધ્યે તો લાજ મારી જાય. દુર્યોધનને.
હાથ ઝાલી પછાડુ ધર્ણું, દુર્યોધનને,
એક પળમાં પમાડુ મર્ણું. દુર્યોધનને.

સભા માંયે બોલાવી એણેનાર, દુર્યોધનને.
કહુ કોટીકવાર ધિકકાર. દુર્યોધનને.
મારૂ કર્યું શકુની સર્વં, દુર્યોધનને.
સહુ યોદ્ધાનો ઉતારૂ ગર્વ. દુર્યોધનને.

પાંડવો વનવાસ જવા તૈયાર થાય છે.



# અંક ર જો.

## પ્રવેશ ૧ લો.

પાંડવો વનવાસ જાય છે ત્યારે કુંતા માતા વિલાપ કરે છે.

**કુંતા—** **બનજારા.**

ઓ પ્યારા પુત્રો મારા કેમ છોડ ચલે બનજારા. ટેક.
તમે મુકી મને કેમ જાશો, મુજવા'લા વિયોગી થાશો,
ચાલે આંખ થકી ચોધારા; કેમ છોડ.
તમ વીના ટળવળું ભારી, સહુ દેશ થશે દુખકારી;
જાણે વરસે અગ્નીધારા. કેમ છોડ.
તમ જાતાં નહી મુજ કોઇ, સહુ રાત જશે મુજ રોઇ;
શા દુખના કરૂં પોકારા, કેમ છોડ.

દ્વારીકામાં બલદેવજીની દીકરી સુરેખા જોડે અર્જુન પુત્ર અભીમન્યુનો વિવાહ કરેલો હતો, તે ફેરવીને દુર્યોધનના છોકરા લક્ષ્મણ જોડે વિવાહ કરવાને માટે દુર્યોધન વિદુરને દ્વારિકામાં મોકલેછે.



## પ્રવેશ ૨ જો.

સ્થળ દુર્યોધનનો એકાંતિક અવાસ.

દુર્યોધન— **નેકનામદાર ભુવડરાય એશાહ.**

વૃદ્ધ કાકા છો તમે મુજ પીતાને પ્રમાણ;
કામ પડયું આપતું. તે કરો નિશ્ચે જાણુ.
દ્વારીકામાં જઈ બળદેવને કહી;
અભીમન્યુને; સુરેખા આપવી નહી.
જઈ કહોને સર્વે પાંડવો ગયા છે વન;
દુઃખમાં બીચારો એકલો છે અભીમુંન.
માટે તમે કરો મુજ પુત્ર શું સગાઈ;
અભીમન્યુ મુકીને લ્યો લક્ષ્મણો જમાઈ.
સર્વ એ કહીને કાકા માગુ લાવજો;
ખચીત વાત કરી તમે વે'લા આવજો.

---

## પ્રવેશ ૩ જો.

સ્થળ દ્વારીકામાં બળદેવજીનું મંદીર.

વિદુર— **ખુશરહો સનમજા એશાહ.**

સુણો મોટા બંધુ, બળદેવ વચન એક મારૂ,
હું હસ્તિનાપુરથી આવ્યો આપને સારૂ. ટેક૦
અભીમન્યુની સાથે સુરેખા પુત્રી આપી,
ત્યાં દઈને કંન્યાદાન થશો બહુ પાપી. સુણો.

નથી રાજપાટ, માબાપ ગયાં છે વનમાં;
રહે એકલવાયો તેહ, દુઃખે છે તનમાં. સુણો.
તે માટે દુર્યોધન પુત્ર, લક્ષ્મણો જેહ;
લાયક છે કન્યા જોગ, કહું છું તેહ. સુણો.
સરખે સરખા છે, બેઉ જોડ પણ તેવી;
વર કામ દેવ, કન્યા છે રતીના જેવી. સુણો.

**ગદ્ય**—બળદેવજી લક્ષ્મણા સાથે વિવાહની વાત હા પાડી તેથી વિદુરજી હસ્તિનાપુરમાં પાછા આવે છે. અને દુર્યોધન અતિ ગર્વથી પોતાના સૈન્યને સાથે લેઈને દ્વારીકામાં પુત્રને પરણાવવા જાન લઈને જાય છે.

---

## પ્રવેશ ૪ થો.

અભીમ્યુનનો વિવાહ ફોક થયો તેથી સુભદ્રા અકળાઇને ક્રોધથી પોતાના પુત્રને કહે છે.

**સુભદ્રા—** **વિજય ટેક કેમ તજેરે.**

કહે સુભદ્રા સાંભળ મારા પુત્ર, કુંવર કેમ બેશી રહ્યોરે. ટેક૦
તું તો અર્જુનનો છું સુત. કુંવર.
તારી વિવાહ કરેલી જે નાર, કુંવર.
તેતો વરે છે લક્ષ્મણો કુમાર. કુંવર.
એણે કપટનું કર્યું આ કામ, કુંવર.
જાણે પીતા નથી એનો ધામ. કુંવર.
લઇ જાન ગયા છે તેહ સર્વે. કુંવર.
રાખી મનમાં અતીશે ગર્વે. કુંવર.

અભીમન્યુ— સદર.

માતા શીદને મન અકળાય. કૌરવ દળ પળમાં હણું રે. ટેક.
નિશ્ચે કન્યા એ મારી થાય. કૌરવ.
જઇ જોડું રથે અશ્વ ચાર. કૌરવ.
કરૂ કપટીએ સૌનો સંહાર. કૌરવ.
હજુ નાનો પણ અર્જુન તન. કૌરવ.
મારૂ નામ છે અભીમુન. કૌરવ.
એવા દુર્યોધનના શાભાર. કૌરવ.
મારૂ લક્ષ્મણા સરખો કુમાર. કૌરવ.

પછી રથે મનવેગી ઘોડા જોડી દ્વારીકાંમાં જવા તૈયાર થાય છે. અને પોતાનો પુત્ર એકલો જતો જાણી સુભદ્રા પણ સાથે જાય છે.

---

## પ્રવેશ ૫ મો.

### સ્થળ અરણ્ય.

અઘોર વનમાં અભીમન્યુ રથ સહીત ભુલો પડે છે, અને ઘણી જગ્યાએ અથડાયા પણ રસ્તો જડતો નથી, તેથી ગભરાઇને સુભદ્રા કહે છે.

સુભદ્રા— સૈયર દુઃખ શું એ રાહ.

ક્યાંરે જાઉને હવે શું કરૂ, નથી એકે ઉપાય;
વનરે લાગે બિહામણું, કંપે કોમળ કાય. ક્યાંરે. ટેક
વૃક્ષલતા ઝુકી રહી, કોટી કાંટાનાં ઝાડ;
કંકર વાગે પાયમાં, મોટા પર્વત પહાડ. ક્યાંરે.
વનપતી શોર કરે ઘણો, બોલે પક્ષી અપાર;

અરણ્ય પંથે ચાલતાં, આવે આંસુની ધાર. ક્યાંરે
જોતાં મારગ ગમે નહી, કેવો કરવો ઉપાય;
નીશા અંધારી ધુધવે, માહરી ચમકે છે કાય. ક્યાંરે.
બાળક પુત્ર બીહે ઘણો, સર્વ અંધારૂ ઘોર;
ચારે દીશા ગાજી રહી, થાય સઘળો શોર. ક્યાં.
અશ્વ અરે અટકી રહે, નથી ચાલવા જાગ;
કોતરે કાંટી ભરી રહ્યા, પડે તે ગાંહે પાંગ. ક્યાં.
શત્રુ કૌરવ કેડે પડ્યા, કાડ્યા પીકેને વન,
આ દુઃખ આજે આવી પડ્યુ, સાથે કોમળ તંન. ક્યાં.

આવી રીતે કલપાંત કરતાં રસ્તો શોધે છે, પણ મળતો નથી; તેથી અભીમુનને રીસ ચઢી, અને પોતાના ભાથામાંથી અગ્નીનું બાણ મંત્ર ભણીને માર્યું; કે ચારે તરફ અગ્ની સળગ્યો, અને મોટા ભડકા થવા લાગ્યા. આખુ વન સળગવા માંડયું. તે જોઇને તે વનનો પતિ "ગટોરગચ્છ" નામનો રાક્ષસ પણ ભીમસેનનો છોકરો ત્યાં આવીને એકદમ તેને ઓળખ્યા વીના મોટું વિકાળ રૂપ લઇને મારૂ વન કેમ બાળ્યુ એમ કહેતો યુદ્ધ કરવા આવ્યો.

---

## પ્રવેશ ૬ ઠો.

અભીમન્યુ યુદ્ધ કરે છે તે વેળા સુભદ્રા પ્રભુની સ્તુતી કરે છે.

### આશાગોડી.

પુત્રની રક્ષા કરજે, પ્રભુ મારા પુત્રની રક્ષા કરજે.
સંકટ સર્વે હરજે. પ્રભુમારા. ટેક.

યુદ્ધે ચઢયો આ અસુરની સાથે,
બહુ બળ બાહુમાં ધરજે. પ્રભુમારા.
અતુળ પરાક્રમી અસુર દીસે છે,
તેનું બળ તું હરજે. પ્રભુમારા.
કોમળ તનનો એ છે બાળક,
ભારે સુરાતન ભરજે. પ્રભુમારા.
વારંવાર કરૂ હું વિનતી,
અરજી આ ઉરમાં ધરજેરે. પ્રભુમારા.

અભીમન્યુને જોઇને ગટોરગચ્છ ક્રોધથી કહે છે.

( વિજય ટેક કેમ તજેરે.

કહુ તુજને હું સાંભળ બાળ, મુરખ કેમ મરવા આવ્યારે
નિશ્ચે ખુટયો દીસે છે તારો કાળ. મુરખકેમ. ટેક.
મારા જોરથી ત્રાસે સર્વ, મુરખકેમ.
કેમ નથી મુકતો આવ્યા ગર્વ. મુરખકેમ.
મારે જોઈ લે તું મારૂ જોર, મુરખકેમ.
તારી તોડી નાખુ જીવનદોર. મુરખકેમ
કહુ તો તુજને ઊરાડુ આકાશ, મુરખકેમ.
મારે વળ પાછો જા તુજ વાસ. મુરખ.
તુજ બાળ તણા શા ભાર, મુરખ.
તારા અશ્વ સહીત કરૂ અહાર. મુરખ.

**અભીમન્યુ—** **રાગ સદર.**

કરે આપનાં આપ વખાણુ, ક્ષત્રીતો ટેક નહિ તજેરે, ટેક
તેને જાણવો ખરની પ્રમાણુ. ક્ષત્રીતો ટેક.

અલ્યા ધિક ધિક તુજ અવતાર, ક્ષત્રીતો.
તુજ રાક્ષસના શો ભાર ક્ષત્રીતો.
જોજે પરાક્રમ મારૂ આજ, ક્ષત્રીતો.
લેઊ સૈન્યસહીત તુજ લાજ. ક્ષત્રીતો.
અલ્યા અર્જુનનો હું તન, ક્ષત્રીતો.
માટે માનજે મારૂ વચન. ક્ષત્રીતો.
મારૂ મંત્ર ભણી એક બાણ, ક્ષત્રીતો.
એક પળમાં હણું તુજ પ્રાણ. ક્ષત્રીતો.
નથી જોયું હજી ભુજ બળ હાથ. ક્ષત્રીતો.
યુદ્ધ કરતાં મુજ સંગાથ. ક્ષત્રીતો.

આવી રીતે સામાસામી બેઉ ક્રોધથી એક એકને કહેવા લાગ્યા. ગટોરગચ્છ મોટા માયાવઇ રાક્ષસોને લઇને અભીમન્યુ સાથે દારૂણ સંગ્રાગ કરતાં અનેક તરેહનાં રૂપ લેઈને બાળ પુત્રંને ડરાવે છે, તો-પણ ઘણીવાર સુધી હીમત રાખી રાક્ષસના સૈન્ય સાથે લઢે છે; અને કેટલાંકને પોતાના બાણ વડે કાપી નાખે છે, કેટલાકને આકાશ માં ઉરાડે છે, કેટલાકને વિંધી નાખે છે, અને કેટલાકને મુરછા પ-માડી દેછે; તોપણ નવા નવા રાક્ષસો માયાવડે ઉત્પન્ન થાય છે અને અભીમુન સાથે સંગ્રામ કરે છે. ગટોરગચ્છ અને અભીમુનનું પણ અપાર યુદ્ધ થાય છે છેવટે મોટી ગદા લઈને ગટોરગચ્છ અભીમુનની છાતીમાં મારે છે, તેથી એકદમ અભીમુન મુરછા ખાઇ નીચે પડેછે. પોતાના પુત્રને મુઓ પડેલો જોઇને સુભદ્રા માથુ, છાતી વીગેરેને કુ-ટીને મહા રૂદન કરે છે.

---

# પ્રવેશ ૭ મો.

## પાનીને ધુમચા મચાવા એરાહ.

ઓય હાયરે કેર થયો પ્રભુ કેવો.
મુઓ પુત્ર અભીમુન જેવોરે. ઓયહાયરે. ટેક.
તમો પ્રાણથકી છો વા'લા,
મારા લાડક વાયા લાલા;
તમે બોલો કુંવરજી કાલારે. ઓય હાયરે.
પ્રભુ કોપ આવો કેમ કીધો,
જાણે વિખનો પ્યાલો પીધો;
મારા હારનો હીરો હરી લીધોરે. ઓય હાયરે.
હવે કોણ ગતિ મુજ થાશે,
મારા દોહીલા દીન કેમ જાશે;
પુત્ર વિના તો કેમ રહેવાશેરે. ઓય હાયરે.
કરી ચુંબન રમાડું હું રંગે,
કદી ગાવડીને અવતો ઉમંગે:
ઉઠ એકવાર બોલ મુજ સંગેરે. ઓય હાયરે.
મુજ વીના કહો કેમ ગમશે,
મીઠાં ભોજન કરેલાં કોણ જમશે;
તારે રમકડે કોણ રમશેરે. ઓય હાયરે.
મારા આત્મા તણો તું આધાર,
કેમ સુતો છે રણ મોઝાર;
તું તો અર્જુનનો કુમારરે. ઓય હાયરે.

ઊઠ એકવાર રણુ જંગ માંડ,
સામા શત્રુ તણાં શીર તેડા;
મોટા રાક્ષસ સંગરાડ જોડરે. ઓય હાયરે.
નથી અર્જુન પીતા અહી તાગે,
નથી ભીમસેન દીયર વળી મારો;
તુજ વીના આ જીવડો જનારોરે. ઓય હાયરે.

**મુજ ઉપર ગુજરી પીતા પાદશાહ—એ રાહ.**

ઓ હાય હવે શું થાય પુત્ર ગયો મારો,
વનમાં મુકી એકલી, થયો કેમ ન્યારો. ટેક.
આ રાક્ષસ સાથે લડી, કામ શું કીધુ;
અઘોર વનમાં વિયોગ દુખડુ દીધુ. ઓ હાય.
હવે મુજથી નવ રહેવાય, અભીમુનભાઈ;
ટળવળતી મુજને કરી, ગયો જુદાઈ. ઓ હાય.
મુજથી નવ રહેવાય, કાયાતો કંપે;
ઓ ભાઇ તુજ વીણુ, જીવ જરા ન જંપે. ઓ હાય.
શું મુખડુ લેઇને જાઉ, પીયર સાસરીએ;
ઓ વાલા તુજ વીણા, વીયોગ દુખથી મરીયે. ઓ હાય.
તુજ પીતા અર્જુન જો પુછે, નામ શું લેવું;
ભીમસેન કહે ક્યાં ભાઇ ઉત્તર શો દેઉ. ઓ હાય.

આવી રીતે સુભદ્રા અતીશે આક્રંદ કરે છે તે જોઈને વન પક્ષીઓ પણ રડવા લાગે છે. સુભદ્રાનું વારંવાર અર્જુન ભીમસેન વીગેરેનું સંભાળતું ગટોરગચ્છની મા હેડંબાએ સાંભળ્યુ, અને વીચારવા લાગી જે અર્જુન મારા દીયર થાય છે; અને ભીમસેન મારો

પતી છે, માટે તેઓને વારંવાર સંભાળવાનું શું કારણ હશે. તેથી સુભદ્રાપાસે આવી તેને પુછેછે.

---

## પ્રવેશ ૮

### સ્થળઅરણ્ય.

હેડંબા— નેકનામદાર ભુવડરાય—એરાહ.

કોણ બાઇ કોણ તું ને કયો તારો દેશ,
કોણ પીતા કોણ પતી ક્યાંનો છે નરેશ.
ક્યાંથી આવવું ને બાઇ ક્યાં વળી જવું,
બોલ સાચી વારતા જે હોય નીપજવું.
પુત્ર કોણ રાયનો ને શું છે એનું નામ,
નાત જાત કોણ છે ને ક્યાં હશે મુકામ.

સુભદ્રા— સદર.

શું કહે છે બાઈ હસ્તીનાપુર છે દેશ,
અર્જુન પતી છે મારો ત્યાંનો નરેશ.
ભીમસેન ધર્મ આદી છે દીયર જેઠ,
દ્વારીકાં પીયર વસુદેવ પીતા નેટ.
પીયર જાઊંછું હું પુત્ર લેઇને અરે,
યુદ્ધમાં પડ્યો એ અભીમન્યુ છે ખરે.

હેડંબા— સદર.

અરે ગજબ શો થયોને એતો મારો પુત્ર;
ઘરનાં મળી વેર વાળ્યુ ભાગ્યુ ઘર સુત્ર.

હાય હાય પુત્ર મુઓ કરવો શો ઉપાય,
કાંઇ કરો ભાઇ અભીમુન બેઠો થાય.
શું થયું ઓ ઈશ જગદીશ આવું કેમ,
પીતુ મારે પુત્રને થયું છે આતો તેમ.
પતી અર્જુન તાહરો છે સાંભળે તું બાઇ,
ભીમસેન પતી મારો થાય છે સગાઇ.
પુત્ર અભીમુન તા'રો માહરો તે જાણ,
એક ઘર આપણું છે નિશ્ચે તું પ્રમાણ.

એક એકની સગાઇ જણાઈ આવી, અને અભીમુન મરાયો તેથી હેડંબા પણ અતીશે વીલાપ કરે છે, તે ગટોરગચ્છે સાંભળ્યો, માતાને કાંઈ હરકત થઈ હશે તેમ જાણી ત્યાં દોડતો આવ્યો, અને રૂદન કરવાનું કારણ પુછ્યું. એટલે હેડંબાએ તેને સર્વ વાતથી વાકેફ કીધો તેથી પોતાનો ભાઈ પોતાએ માર્યો તેથી મહાપશ્ચાતાપ કરીને વીલાપ કરે છે.

**ગટોરગચ્છ— ધિક સુવા ધિક મુજને—એરાહ.**

આ શું કીધું મેંતો માવડી કીધી ભાઇની ઘાતજી,
અણજાણે અવળું થયું થઇ છે વીપરીત વાતજી;
આશું કીધું મેંતો માવડી.

**હેડંબા**—પુત્ર એ કાકા અર્જુન તણો થાય તાહરો ભાઇજી,
અરેરે પ્રભુ આતે શું થયું, નથી એ શું જુદાઇજી;
કેમ કરીને હવે ક્યાં જઊ.

**સુભદ્રા**—ઓરે અભિમુન લાડકા, દગો દેઈ ગયો ક્યાંયજી,
ભુંડુ આ-મુખ મુજ લેઇને કેમ જાઊ પુરમાંયજી;

હુંરે અભાગણી તુજ વીના.

ગટોરગચ્છ—ધિક ધિક મારી જાતને, ધિક મુજ અવતારજી.
હાથે કરી ભાઈને હણ્યો, આવો અર્જુન કુંમારજી,
આશું કીધું મેંનો માવડી.

હેડંબા—વાંક નથી ભાઈ તુજતણો, કુડો કર્મનો વાંકજી,
વેરણ વિધાતા ભુલી પડી, અવળો છઠ્ઠીનો આંકજી;
ક્યાંરે જાણીને હવે શું કરૂં.

સુભદ્રા—શોરે ઉત્તર હવે દાખવું, પીતા પુછશે વાતજી,
બોલાવે ભીમસેન ભાઇને, કેહેશે કુંતા માતજી;
તુજવીણ હુંરે અભાગ્યણી.

હેડંબા— ललित છંદ.

અરર એ પ્રભુ કોપ શો થયો, અભીમુન્યનો ક્યાં જતો રહ્યો;
ફરક કાળજુ ચિત્તથી ખસે, અરર હાયરે શું હવે થશે.
અતિશ થાય છે વેદના હવે, મમ કુંવરને સ્વર્ગમાં જવે;
દીવસ દોહીલા કેમ આ જશે, અરર હાયરે શું હવે થશે.
નવ ખબરતો પહેલી મને, કદી ન મારતો પુત્ર એ તને;
પણ પ્રભુનીતો શી કળા હશે, અરર હાયરે શું હવે થશે.

ગટોરગચ્છ—

અરર ભાઈરે ક્યાં ગયો ખરે, શબ્દ તાહરા સર્વ સાંભરે;
ખબર નાહતી ભાઇ તણી, કદી ઉગામુ ના શસ્ત્ર તું ભણી.
પણ તુનેતો મેં શત્રુ જાણીયો, ખડક ઝાલીને પ્રાણ તાણીયો,
અરર સાહસ કામ મેં કર્યું, બંધવ તાહરૂં મોત આદર્યું.

આવી રીતે કેટલીક વાર સુધી ત્રણે જણે મહા કલ્પાંત કીધું,

તેઓનેજોઇને સર્વે રાક્ષસો પણ રડવા લાગ્યા, પછી કેટલીકવારે વિચાર કીધો તો અમૃતના કુંભથી સજીવન થશે એમ સમજાયુ, તેથી અમૃતનો કુંભ લાવી તેના ઉપર છાંટયું, એટલે અભીમન્યુ હાથમાં આયુધ સહિત એકદમ મારો મારો કરતો ઉભો થયો, તેને સુભદ્રાએ સર્વ હકીકતથી સમજાવ્યો એટલે શાંત થયો, અને અન્યોઅન્ય પ્રીત વાધી તેથી સામસામી ભેટી પડ્યા અને માતાને પગે લાગી બેઠાં અભીમન્યુ સાજો થયો તેથી સર્વે ઘણાં ખુશ થયાં.

---

## પ્રવેશ ૯ મો.

સ્થળ અરણ્યમાં હેડંબાનું ઘર.

અભીમન્યુ જીવતો થયો એટલે સર્વ ઇશ્વરનો ઉપકાર માને છે.

### દાદરો.

ઓ દયાળ ઓ દયાળ ઓ દયાળરે,
કલ્યાણકારી તું છે સદા ઓ દયાળરે. ટેક.
ભક્તપાળ, દુષ્ટકાળ, છો વિશાળરે,
આદી મધ્ય અંતમાં, તમે કૃપાળરે. ઓ દયાળ.
મેહેર કરી આજ તમે, હું છું બાળરે,
ઉગાર્યો અભીમન્યુ એ કૃપા વીશાળરે. ઓ દયાળ.
આનંદ અપાર આજ જગત પાળરે,
જીવતો થયો છે અરજુન બાળરે. ઓ દયાળ.



# અંક ૩ જો.

---

## પ્રવેશ ૧ લો.

### સ્થળ હેડંબાનું ઘર.

સુભદ્રાએ દ્વારીકામાં જવાનું કારણ ગટોરગચ્છને કહ્યું. તેથી સુભદ્રાને ત્યાં મુકીને બન્ને પુત્રો દ્વારીકામાં જવા તૈયાર થાય છે, અને ગટોરગચ્છ સુરેખા પરણાવવાનું વચન આપેછે, તેથી અભીમન્યુ સુભદ્રા પાસે જવાની આજ્ઞા માગે છે.

**અભીમન્યુ—** **રાગ ગોપીચંદનો.**

(મેનાવતી માતા એ રાહ.)

સુભદ્રા માતા આજ્ઞા આપોરે તમે માવડી. ટેક.
કૌરવ દળને પળમાં મારૂ, ના તું થઈશ ઉદાશ,
સુરેખા પરણીને લાવું, કરૂ દુશ્મનકો નાશરે. સુભદ્રા.
દુર્યોધનને કર્ણ સહુને રણમાં મારૂ માર,
મામા શકુની સરખાનો હું, નિશ્ચે કરૂ સંહાર રે. સુભદ્રા.
જનમ વેર હું વાળુ આજે, પીતા મોકલ્યા વન,
હું બાળક છું માતા તારો; પણ અર્જુનનો તન રે. સુભદ્રા.
હવે નહી સાંખી રહુ માતા, શત્રુ સામો થાઉરે,
ગટોરગચ્છ મુજ ભાઈની સાથે, દ્વારીકામાં જાઉ રે. સુભદ્રા.
કૌરવ દળના કટકા કરીને, લાવું સુરેખા નાર,
પહુ પુર પાછો નવ આવુ, જાણે તુજ કુમાર રે. સુભદ્રા

સુભદ્રા— સદર.

અભીમુન્ય બાળાં, વેહેલો આવેરે મારી પાસમાં,
કુંવરજી કાલા, આવે નહિતો હું ઉદાસમાં. ટેક.
દુર રહીએ દુષ્ટ જનોથી, કરવું રૂડુ કામ,
કુશળ રે'જે કુંવર મારા, રક્ષા કરે શીતા રામરે. અભિમુન્ય.
તેત્રીસ કોટી દેવ મળીને, રક્ષા કરશે આજ,
કમળાપતિ શ્રીકૃષ્ણ છે મામો રાખે તારી લાજરે. અભિમુન્ય.
આજ્ઞા લઇને બન્ને ભાઇ દ્વારીકાંમાં જાયછે.

---

## પ્રવેશ ૨ જો.

પુત્રની ખબર દ્વારીકાંમાંથી આવી નહી તેથી સુભદ્રા ચિંતા કરેછે.

### લાવણી દક્ષીણી રાહની.

બાઇ શું થશે, કુંવરતો ન આવ્યો રે,
પ્રાણ જાય, મન મુઝાય, દુખ થાય, વાગે ઘાવ,
સંદેશો ન કાવ્યો રે, બાઇ શું થશે.
પુત્રનો વિયોગ કાળજે લખાયો રે,
સ્થીર. મન, રહે ન તન, લાગે વન, થઉ દહન;
જ્યારે પુત્ર ગયો રે. બાઇ શું થશે.
ધિરજ શું ધરૂં એ પુત્ર ના દેખાયો રે,
વિયોગ બાળ, જાણે કાળ, નથી ભાળ, એ ભુપાળ;
કેમ ના જણાયો રે. બાઇ શું થશે.

હેડંબા— સદર

ધિરજ રાખીને રહોને મુજ બાઇ રે.
એઉ બાળ, આવે કાલ, મળે ભાળ, છે દયાળ;
પ્રભુ સુખદાઇ રે. ધિરજ.

આવશે હવે એ પુત્રની વધાઇરે,
કર વીચાર, મન ગાર, બળ અપાર,' છે કુમાર;
કહેની ગીત ગાઇ રે. ધિરજ.

---

## પ્રવેશ ૩ જો.

### સ્થળ દ્વારીકા.

ગટોરગચ્છ અને અભીમન્યુ દ્વારીકામાં જઇને શ્રીકૃષ્ણને મળ્યા અને સર્વે વાત યથાસ્થિત કહી; તેમાં ભગવાને મદદ આપવાને કહ્યું, અને સર્વે વાતની સલાહ આપી તેથી ખુશી થઇને એક બાગમાં મુકામ કરીને હવે શું કરવું તેનો વીચાર કરેછે.

**(સ્વસ્ત શ્રી સ્નેહપુર એ રાહ.)**

**અભીમન્યુ**—શો કરવો ઉપાય હવે, મુજ વીરા રે,
જેથી કામ આપણું થાય, ધરિને ધિરા રે.
લેવી સુરેખા નાર, વાત છે સાચી રે,
કૌરવનો કરી સહાર, ન રાખવી કાચી રે.
જો જઈએ પાછા ઘેર, ઇજ્જત જાયરે,
ને વધેછે બમણું વેર, હાંશી થાયરે.

**ગટોરગચ્છ**—ધિરજ રાખો મન, શીદ અકળાઓરે,
ઉતાવળનું નહી કામ, સુખીયા થાઓરે.
હું કહુછું એટલું કામ, આપણે કરવુંરે,
પરથમ કૌરવનું ધન, સરવે હરવુંરે.
માયાવે સહુ માલ બનાવો તેવો રે,
ખચર ઘોડાને ઉંટ, હાથી જેવો રે.
સોના રત્નના ઘાટ, કરો બહુ ભારી રે,
મોહીત થઈને લે તુરત, કૌરવની નારી રે.

વસ્ત્ર અમુલખ ભાત, જોવા જેવી રે,
વળી શાક તરકારી, સહીત સૌને દેવી રે.
એ રીતે સરવે કામ, અધિક આદરવું રે,
પછી કરી કન્યાનું હરણ, લગનજ કરવું રે.

આવી રીતે વીચાર કરીને ગટારગચ્છના માયાવઈ હજારો રાક્ષસો હાથી, ઘોડા, બળદ, ગાય વીગેરે તરેહ તરેહના જનાવરો, વસ્ત્રો, આભુષણો, શાક તરકારી વીગેરે બનાવીને બજારમાં વેચવા જાયછે.

---

## પ્રવેશ. ૪ થો.

### સ્થળ બજાર.

(જનાવર વેચનાર બોલેછે.)

### કેરબાની રાહ.

હાથી હાથી હાથીને ઘોડા કોઈ લ્યોને રે,
એની કીમતકરતાં તો, પૈસા જુજ ઘોને રે. ટેક.
કોઇ લ્યો હાથી કોઇ લ્યો ઘોડા કોઇ લ્યો કીમતી માલ;
બેશી ઉપર સેલ કરોને, કોણે દીઠી કાલ. હાથી.
પાણી પંથા સાંહીયાને, ઉંચે ઉડે એવા,
હાથી પર અંબાડી બાંધી, તુરત બેસવા જેવા. હાથી.

(વસ્ત્રોના બજારમાં વસ્ત્ર વેચનાર બોલે છે.)

### રાસડાની રાહ.

સાલજ લ્યો ને કોઈ, દુશાલ લ્યો ઝીણી પામરીયોને દુશાલ લ્યો.
જે જોઇએ તે હમનેજ કહો. ઝીણી.
વિધ વિધ રંગનાં વસ્ત્રોજ બાંધ્યાં;
માલ લઇને મુને રૂપૈઆ ઘો. ઝીણી.
કસબની કોરનાં પીળાં પીતાંબર;

જે જોઇએ તે માગીને લ્યો. ઝીણી.
કસબી છે સાડલાને રેજા જરીનાં;
કેહેવાનું હોય તે અમનેજ કહો. ઝીણી.
(શાક બજારમાં શાક વેચનાર બોલેછે.)

**બનજારા**

વંતાક, રીંગણાં ભાઇ, આં પરવળ છે સુખદાઇ.
લિંબુ મીઠાંને ખાટાં,
આ છે તાજા બટાટા;
મોગરીતણી મીઠાઈ. આ પરવળ.
ધીલોડાં કોળુ કંકોડાં,
ચીભડાં તુરીયાં ડોડાં;
ખુશ થશો તમે સહુ ખાઇ, આ પરવળ.
કોબીજ ફુલેવાર સારી,
ભાજીની ક્યા બલીહારી;
સોંઘી છે સરવે ભાઇ. આ પરવળ.

ઘણીજ સોંઘી ચીજો જોઈને કેટલાક તરેહવાર હાથી, ઘોડા, બળદ વીગેરે લીધા, કેટલાકે અનેક તરેહનાં રંગ બેરંગી વસ્ત્રો લીધા, કેટલાકે રત્ન જડીત્ર દાગીના લીધા અને મુકામપર આવ્યા—જેવાં ઢોર બારણે બાંધે છે તેવાંજ ચકર ખાઇ ભોંયપર પડીને તુરત મરી જાય છે. દાગીના અંગને વિશે ધારણ કરેલા તેના સાપ વિંછી, કાન ખજુરા વીગેરે ઝેરી જનાવર થઇ જાય છે. શાક તરકારીનાં હજારો પ્રાણીઓ જેવાં કે કુતરાં, બીલાડાં, ઊંદર, ખીસકોલી, નોળ વીગેરે થઇ જાય છે. આવું જોઇને સરવે આશ્ચર્ય થઇ જાય છે તેમજ હજારો દામ ખરચાયા તેથી પસ્તાવો કરેછે.

---

## પ્રવેશ ૫ મો.

સ્થળ દ્વારીકાંમાં બળદેવનું ઘર. બળદેવને પોતાની સ્ત્રી રેવતી કહેછે.

(રાગ ઓખાહરણનો)

કરો પુત્રીનો વિવાહ કેવો, મારે લાખેણો લાવો લેવો;
લખાં કંકોતરી દેશે દેશ, તેડયા સંબંધી રાય નરેશ.
મન ગમતો જમાઈ તો મળ્યો, મારો શોક હૈયાનો ટળ્યો;
રાય દુર્યોધન સરખા વેવાઇ, રૂડો લક્ષ્મણા સરખો જમાઈ.
કુળ પવિત્ર છે તેનું કેવું, જાદવ કુળને વરવા જેવું;
સર્વે વેવાણુ દીસે છે સારી, સુખ પામે સુરેખા કુમારી.

**બળદેવ—** **સદર**

જોઈએ તેવું થયું છે આ કામ, જોડી જાણે શીતા રામ;
માટે વિના વિગને મા'લો જઇ વેવાણુ સંગે ચાલો.
તેને બોલાવો આપણે ઘેર, કરો લગન તણી સૌ પેર;
કંન્યાદાન તો કાલે દઈશું, પુત્રી આપીને સુખીયા થઈશું.
સાંધી મોટાની સંગે સગાઇ, રૂડા વીવાહ કેરી વધાઇ;
માટે કર મન ગમતું કાજ, ઘેર આવ્યા દુર્યોધન રાય.

રેવતી વેવાણોને પોતાને ઘેર બોલાવે છે. તેમાં ગટોરગચ્છની માયાવડે રાક્ષસો કૌરવની સ્ત્રીઓના રૂપે આવેછે. અને કંન્યાને જોવા માગેછે. એકથી બીજીની પાસે એમ કરતાં કરતાં એક રાક્ષસ કન્યા ને લઇને ચાલવા માંડે છે. અને ગટોરગચ્છ સુરેખાને રૂપે ત્યાં રહેછે.

(દુર્યોધનની રાણી કન્યાનાં વખાણ કરે છે.)

**કાળી ઘટા કોયલ લીન છાવે એ રાહ.**

શું સરૂપ સુરેખા બાળી, હું ખુશ થઉ તુજને ભાળી;
કાંતી છે કાયા રૂપાળી, શોભે છે વેણુ રસાળી.
છે ચંદ્ર પુનમ સમ મુખડું, ઉપજાવે સહુને સુખડું;

દુર થાય જોઇને દુખડુ, ઓ બાળ, રૂપાળા વાળ.
આતી રસાળ, નાકમાં વાળી, હું ખુશ થાઉં;
કાલુ પણ કેવું વદેછે, ઉત્તમ મુખથી ઉચરે છે.
મુજ મોહીત મન કરેછે, શું કહુ, ચિત્તથી લહુ;
થશે મુજ વહુ, કુંવરી રૂપાળી, હું ખુશ.

---

## પ્રવેશ ૬ ઠો.

(ગટોરગચ્છ સુરેખા રૂપે રેવતી પાસે ખાવા માગેછે.)

**અજબિચ મોહબત એ રાહ.**

હો માતા મારી (૨) ક્ષુધા મુજને લાગી;
ખાવા માટે ભોજન આપો ગતી છેક મુજ ભાગી.
મેવા મિઠાઈ (૨) ખાવાં બહુ પકવાન;
શાક પાક સામગ્રી સરવ આપો દઈને માન.
ભુખ તરસથી (૨) હુ અકળાઈ જાઉં;
હજાર મણુ પકવાન હોય તો પલક એકમાં ખાઉં.

**માતા— સરકાર રજા દીજીએ એ રાહ**

આમ શું વદેછે મારી વા'લી હો કુમાર,
ભોજન તણા ભર્યા છે, હજારો ભંડાર.
શાક પાક સર્વ કરી રાખ્યા છે તૈયાર,
બાસુદી જલેબી, ઘેબર પુરી અપાર.
આરોગો એ બેન, શીદ થાવછો ઉદાશ,
ભોજન કરીને વેગે આવો મુજ પાસ.

કન્યા ભોજન ગ્રહમાંથી સઘળો સામાન ખાઇ જાયછે તે જોઈને રેવતી બળદેવને કહેછે.

**રેવતી— સૈયર દુખ શું. એ રાહ**

સાંભળો સ્વામી માહરા, કેવી કહેવાય વાત,

સુરેખા પુત્રી આપણી, જાણે રાક્ષસ જાત. સાંભળો.
કંન્યાએ કોપ કર્યો બહુ, કીધા ખાલી ભંડર,
વેરણ થઈ લાગી પડયા, કેમ થાશે તૈયાર સાંભળો.
ભુખ લાગી કહીને ગઇ, કીધુ ભોજન તેહ,
નીશાની સરખી ના રહી, લાગે મોટો સંદેહ. સાંભળો.
પવીત્ર પુત્રી એ હતી, કીધુ કૌતિક કામ,
અસુર વિદ્યા કેમ આચરી, જઇ જુવોને ધામ. સાંભળો.

---

## પ્રવેશ ૭ મો.

### સ્થળ લગ્નમંડપ.

મોટા મંડપની મધ્યે કૌરવો મોટા દબદબાથી બેઠા છે. અને વરકંન્યાને પરણાવવાની વીધી ચાલે છે. ગટોરગચ્છ કંન્યાને રૂપે પરણે છે, તે લક્ષ્મણાને મોટુ બીહામણુ રૂપ લઈને ડરાવે છે. મોટા મોટા દાંત દેખાડે છે, હાથ દબાવે છે, તેથી લક્ષ્મણા બુમ પાડી શકુની મામાને કહે છે.

**લક્ષ્મણા—** **ઠુમરી.**

(જમુનાં ત્રટ બંસી બાજરહી, એ રાહ.)

નહીં પરણું હું નહીં પરણું, આ કામણગારી નહીં પરણું.
મોટા મોટા દાંતને વીરૂપ શરીરરે,
રૂપ હું તેનું શું વરણું. આ કામણ.
નખ વિક્રાળને આંખે કાણી;
આ વરવાથી ભલુ મરણુ. આ કામણ.
એ મામા મને ડર બહુ લાગે;
કંન્યા દેખાય જાણે શીંદ હરણું. આ કામણ.

તેમ તેમ ગટોરગચ્છ હાથ વધારે દબાવે છે અને નવાં નવાં

રૂપ લેઇ ડરાવે છે. તેથી બુમ પાડી એકદમ નાસવા જાયછે.

**ગીરધારીનો રાગ.:**

ઓ મામારે નહીં પરણું આ નારી, મને ડર લાગે છે ભારી.
આ કંન્યારે વીપરીત સરખી લાગે,
મારો હાથ દબાવી ભાગે.
એના મુખમાંરે દાંત દીસેછે કેવા,
જાણે વનમાં વાઘના જેવા.

**ઝુલ.**

મને જોઇને ડર બહુ લાગેરે,
એના નખ મને બહુ લાગેરે.
મારો હાથ દબાવી ભાગેરે,
ધાજો ધાજોરે મામા મહા સુખકારી, મને લાગે છે ભારી.
આવી રીતે બુમો પાડી નાસવા જાય છે તેથી મામો કહે છે.

**શકુની—** **લાવણી.**

આ કપુત કુંવર ક્યાંથી નીકળ્યો એવો,
બુડાડયું બાપનું નામ અગ્નીના જેવા;
તેં કુળ લજવ્યું છે કાયર ક્ષત્રી થઈને,
શું કરશો શત્રુ સાથ યુદ્ધમાં જઇને.
કેમ બન્યો બાવરો પુત્ર રાજનો થઈને,
પોકાર કરે શું આમ અરે ગભરાઈને;
એ કન્યાના શા ભાર આંસુ કેમ આણે.
હસ્તીનાપુરનો રાય વાત ન જાણે.
ધિક ધિક છે તારી દેહ નામ લજાવ્યું,
નારીથી ડરીને કેમ નુર ગુમાવ્યું;
તું પ્રૌઢ કરે પોકાર કેમ નાસે છે,
આ બાળક કન્યા જોઇ કેમ ત્રાસે છે.

લક્ષ્મણા— સદર.

ઓ મામાં વાત હું કહું છું સરવે સારી,
આનો છે મોટો દૈત્ય નથી એ નારી;
એનું મુખ જોઈને બીક મને લાગે છે,
એના હાથ તણા જે નખ બહુ વાગે છે;
તે માટે મારે નથી પરણવી નારી,
આ નોય સુરેખા કપટ ખેલ છે ભારી.

---

## પ્રવેશ ૮ મો.

### સ્થળ મંડપ.

વરકન્યા પરણવા બેઠાં છે તે વેળાએ અપાર વાયુ વાવા લાગ્યો, તે એવો કે ધુળ, કાંકરા વડે આકાશ ભરાઈ ગયું, દીવા ફાનસો બુઝાઈ ગયાં, અને અંધારૂં ઘોર થઇ ગયું. માયાવાઇ પવનરૂપી રાક્ષસે લક્ષ્મણાને ઉંચો ઉછાળી ફેંકી દીધો, તેથી હાડકાં ભાગ્યાં, અને હુલકાર મચ્યો, આવા સમયમાં ગટોરગચ્છ કન્યાનું રૂપ બદલીને અભીમન્યુ પાસે આવ્યો, શ્રીકૃષ્ણ ભગવાન પણ ત્યાંજ હતા, તેમણે નારદને બોલાવી અભીમન્યુ સંગે સુરેખાનો હસ્ત મેળાપ કરાવ્યો. માંડવે તો કન્યા ખોવાઇ ખોવાઈ થઇ રહ્યું છે, અને ખોળા ખોળ થાય છે. છેવટે આ માયાવાઇ રાક્ષસોનું કપટ અને ગટોરગચ્છ હરણ કરી સુરેખાને અભીમન્યુ સાથે પરણાવી છે તે સર્વે વાતની ખબર પડી તેથી દુર્યોધન, શકુની, કર્ણ વીગેરેને અપાર ક્રોધ વ્યાપી ગયો તેથી અભીમન્યુ અનેગટોરગચ્છને લઢાઇમાં મારવાને નિશ્ચય કરીને પોતાની અઢાર ક્ષોણી પચરંગી સૈન્યને તૈયાર કરી દ્વારીકાની ભાગોળે દુર્યોધન લઢાઇ કરવા જાયછે. ગટોરગચ્છ પણ પોતાના માયાવાઇ રાક્ષસો દુર્યોધનના સૈન્ય જેટલા તૈયાર કરી વિરૂપ દેહવાળા, વિકાળ અને ભયંકર રૂપ ધારણ કરીને સામો ઉભો રહ્યો છે; ત્યાં આવી દુર્યોધન ગટોરગચ્છને કહેછે.

**દુર્યોધન—** **વિજય ટેક કેમ તજેરે—એ રાહ.**

અલ્યા ઉભો રહે તું મુજ ચોર, રાક્ષસ તુને રણમાં રાખું રે.
જોયું જોયુ મેં મુરખ તારૂ જોર, રાક્ષસ તુને.
કીધી હરણ સુરેખા બાળ, રાક્ષસ તુને.
આવ્યો પલકમાં પાસે તુજ કાળ, રાક્ષસ તુને.
કરી દગોને કીધું છે કુડુ કામ, રાક્ષસ તુને.
બોળ્યું ભીમસેન તાતનું નામ, રાક્ષસ તુને.
થઈ કાયરને હરી તેં તો નાર, રાક્ષસ તુને.
ધિક ધિક ધિક તુજ અવતાર, રાક્ષસ તુને.
નવ લેતાં આવી તુજને લાજ, રાક્ષસ તુને.
કર્યું કપટી કુટીલ કેરૂ કાજ, રાક્ષસ તુને.
ઘાલ્યો હાથ તેં ભોરીંગ ઘર માંય, રાક્ષસ તુને.
મુજ આગેથી નાશીને જાય ક્યાંય, રાક્ષસ તુને.
કચ કચ શું કરે છે એ ગમાર, રાક્ષસ તુને.
આધઘડી કરૂ તુજ સંહાર. રાક્ષસ તુને.

**ઘટોત્કચ—** **સદર.**

છળ ભરી છેક છલકઇ જાય, મુરખમાન ભંગ થયો રે—ટેક.

કુડો કપટી કુટીલ છે તું રાય, મુરખ માન.
તુજ લક્ષ્મણા કેરી નાર, મુરખ માન.
તેનો આ રહ્યો હું હરનાર, મુરખ માન.
કાળ સરખું થયું છે કાળુ મુખ, મુરખ માન.
ફટ ફટ છે નફટ તુજ સુખ, મુરખ માન.
શાને કરે છે તું આવું અભીમાન, મુરખ માન.
રૂઠ્યા દીસે છે તુને ભગવાન, મુરખ માન.
તુજ શીર પર ભમે જમ રાજ, મુરખ માન.
સહુ મરવા આવ્યું છે તારૂ સાજ, મુરખ માન.

કાળુ મુખ લેઇ જા તુજ ઘેર, મુરખમાન.
આજ વાળુ હું પીતાજી કેર વેર. મુરખમાન.

ગટોરગચ્છ અને દુર્યોધન સામ સાગી બોલીને અપાર યુદ્ધ કરેછે અને દુર્યોધનના હજારો માણસોનો ઘાણ વાળી નાખેછે. હજારો હાથી ઘોડાને મારી નાખે છે, તેમજ કેટલાક રથ વીગેરેના કટકા કરી નાખેછે તેવામાં અભીમન્યુ હાથમાં ધનુષ્ય લઈને કૌરવ સામે યુદ્ધમાં આવેછે તેને પણ અહંકારી દુર્યોધન નીચે પ્રમાણે કહેછે.

**દુર્યોધન** **વિજય ટેકનો રાહ.**

અલ્યા બાળ શું કરીને વીચાર, કાયર કેમ નામ બોળ્યું રે. ટેક
ચોરી કરીને તું હરી ગયો નાર, કાયર કેમ.
નહી નહી તું ક્ષત્રી કુમાર, કાયર કેમ.
કહુ ધિક્ક ધિક્ક કોટીવાર, કાયર કેમ.
માત પીતા તો ગયા છે વનમાંય, કાયર કેમ.
પર ઘેર પેટ ભરે જયાંય ત્યાંય, કાયર કેમ.
હવે ઉગર્યાની રાખીશ ન આશ, કાયર કેમ.
કામ કીધુ કુડું કરવા વિનાશ, કાયર કેમ.
મારા બાણથી છિંદિશ તુજતન, કાયર કેમ.
ઠેર મારૂ તુને આજ અભીમુન, કાયર કેમ.
તું તો સાંભળને અભીમુન બાળ, કાયર કેમ.
માથે નજીક દીસેછે તુજ કાળ. કાયર કેમ.

**અભીમન્યુ** **સદર.**

અલ્યા અંધનો છું અંધ તું કુમાર, લેઈશ વેર આજ મારૂરે ટેક
નીચ કપટ તણોજ કરનાર, લેઇશ વેર.
હું તો બાળક પણ અર્જુન તન, લેઇશ વેર.
મારૂ નામ પાડ્યું જેણે અભીમુન, લેઈશ વેર.
તારૂ અભીમાન ઉતારનાર, લેઈશ વેર.
થયો પ્રગટ સુભદ્રા કુમાર, લેઇશ વેર.

તારા સત ભાઈ મારૂ હું ઠેર, લેઇશ વેર.
હું તો વરતાવું કાળો કેર, લેઇશ વેર.
તુજ શીરને ઉડાવુ મારી બાણુ, લેઇશ વેર.
એક પલમાં હરૂ તુજ પ્રાણ, લેઇશ વેર.
ઉઠ શઠ મુકી દઈ ઉન્માદ, લેઈશ વેર.
નહી છાજે મુજ સાથે વિખવાદ. લેઈશ વેર.

મહા ક્રોધથી અન્યોઅન્ય અગ્નીમાં ઘૃતની પેઠે ઉકળી ઉઠયા, અને દારૂણ યુધ્ધ કરવા લાગ્યા. ગટોરગચ્છના માયાવઈ રાક્ષસોએ કૌરવને તથા કૌરવની સૈન્યાને ત્રાહ્ય પોકરાવી, તેમજ હજારોના જીવ એક પળમાં લઈ લીધા. છેવટે બળવાન રાક્ષસોના મારથી ત્રાસીને દુર્યોધનનું સૈન્ય ચારે તરફ નાશી ગયું. કર્ણ, દુસ્યાસન, શકુની, શલ્લ વીગેરે માહાન યોદ્ધાઓ નરમ થઇ ગયા. કોઇને ગટોરગચ્છ સાથે લઢવાની હીંમત નહીં, તેવું બળદેવજીએ જોઇનેઅત્યંત ક્રોધથી હળ-મુસળ ધારણ કરી વેગ વડે પોતાની પુત્રી સુરેખાને હરણ કરી લેઇ જનાર કોણ? એમ બોલતાં સંગ્રામમાં આવી અભીમન્યુ અને ગટો-રગચ્છના સનમુખ યુદ્ધ કરવા તપ્તર થાયછે. અને જેની આંખમાં ક્રોધ રૂપ અગ્ની પ્રદીપ્ત થઇ રહ્યોછે એવા શ્રી કૃષ્ણ ભગવાનના ભાઈ,

બળદેવજી— રાગ કેરબાનો.

માર મારૂ એ પાપીને ઠેર મારૂરે. ટેક.
દગો કરીને કુંવરી હરણ કરી છે આજ;
શત્રુ મારો કયાં ગયો લીધી મારી લાજ. માર માર.
હળમુશળથી નિશ્ચે છેદુ અભિમુનનું શીસ;
ગટોરગચ્છ સુધાં સંહારૂં વ્યાપી મુજને રીસ. મારૂ મારૂ.
અરે કપટ આ કેવું કીધું છળ કરીને છેતરીગો;
લાડકવાઇ લેઇ ગયોને કાયર મુજને કરીગો. મારૂ મારૂ.
ક્યાં ગયો એ અભિમુન કુંવર ઘરનો થઈ ઘર ઘાલ્યું;

કીયા જનમનું વેર હતું તે આજે આવી વાળ્યું. મારૂ મારૂ.

બળદેવ અતીશે ક્રોધથી અભીમન્યુને મારવા જાયછે તે વેળાએ શ્રીકૃષ્ણ ભગવાને સુદર્શનચક્ર મુકી હળમુશળ ખાળ્યું, અને બળદેવજીને સમજાવી શાંત પાડે છે.

શ્રીકૃષ્ણ.— રાગ પીલુ.

(કહું શું નશીબે દુખીયો કીધો એ રાહ)

શું કરવા હવે ક્રોધ કરો છો;
આવડી રીસ શું હૈયે ધરોછો. શું કરવા.
થવાનું હતું તે થઇ ગયું સરવે;
ભાણેજને કેમ હાથે હણો છો. શું કરવા.
ઈશ્વરની ગતી એમ હશે તો;
ગમતું પ્રભુનું સહુ સમજો છો. શું કરવા.
નથી અભીમુન અંતર તણો એ;
સુભદ્રા સાથે શાનું વેર લ્યો છો. શું કરવા.
મારશો કોને ને કોણ છે જુદા;
શું અરજુનપર જોર ધરોછો. શું કરવા.
દુર્યોધન અરજુન એક પોતાના;
તો તેમાં શી જુદાઈ ગણોછો. શું કરવા.
લખીત વાત કદી મીથ્યા ન થાય;
આપ અનાદીથી એમ ભણો છો. શું કરવા.

શ્રીકૃષ્ણ ભગવાને પોતાના ભાઈ બળદેવજીને કેટલીક બાબતે સમજાવ્યા, એટલે તેમનો ક્રોધ શાંત થાય છે. અને અભીમન્યુ પણ પોતાનો ભાણેજ છે એમ સમજી વેર કાડી નાંખી સ્નેહથી પોતાને ઘેર બોલાવે છે. અને સુભદ્રાને પણ તેડાવી આનંદથી વીધી સહીત કંન્યાદાન દે છે, અને સર્વ સ્થળથી આનંદ આનંદ થઈ રહે છે.

સમાપ્ત.

## ગ્રંથ સમાપ્ત ઈશ્વર પ્રાર્થના.

(પુર્ણ થયો છે ખેલ સજનો એ રાહ)

સુણજો સહુ શીક્ષાય, સજનો સુણજો સહુ શીક્ષાય. ટેક.
સહાય જેને ભાગવંત સદા છે,
શત્રુથી શું થાય. સજનો.
કપટ નથી ભગવંતને વહાલો,
જુવો દુર્યોધનરાય. સજનો.
દ્યુત રમી કપટથી કાઢ્યા,
પાંડવને વનમાંય. સજનો.
સતી દ્રૌપદી પાંડવ કેરી,
લેવા ધારી લજ્જાય. સજનો.
ત્યાં પર સહાય થયા પ્રભુ આવી,
કૌરવથી શું થાય. સજનો.
ગમતુ થશે ગોવિંદનું સરવે,
આભામુન લાગ્યો કંન્યાય. સજનો.
તે માટે કદી કપટ ન કરવું,
પ્રભુ ઇચ્છા સહુ થાય. સજનો.
ગોવરધન વીનતી કરી કે' છે,
જય જય જય જગ રાય. સજનો.

### અંતરલાપિકા. દોહરો.

મોટી આશા મન ધરી, જે કરશે શુભકામ,
હરજી રીઝે હેતથી, ઠામ અને દે ધામ.
નહી જગમાં કો અધીક છે, લાજ વધારે લોક,
લાયક નહીં એ બોલવું, લવરો કરવો ફોક.
લઘુ વધે છે વિશ્વમાં, એ સૌ ઇશ્વર તાલ,
આદ્ય અક્ષર વાંચી જુવો, મોહન જેઠાલાલ.

# જાહેર ખબર.

આ પુસ્તક અમદાવાદ મધ્યે રાયપરમાં મદનગોપાળની હવેલી પાસે પુસ્તક પ્રસિદ્ધ કર્ત્તા શા. મોહનલાલ જેઠાભાઈને ત્યાંથી રોકડી કીમતે મળશે. જેણે જોઇએ તેણે ઉપરને સરનામેથી મંગાવી લેવી. દેશાવરના ગ્રાહકો પાસેથી દર નકલે છપાઈ ટપાલ ખર્ચની વધારે લઇશું. દસથી વધારે નકલ ખરીદ કરશો તો ટપાલ ખર્ચ અમારે શીર છે. નાટપેટ કાગળ ' ' નહીં.

**શા. મોહનલાલ જેઠાભાઇ.**

અગદાવાદ, રાયપર, મદનગોપાળની હવેલી પાસે લવારની પોળ.

# દેવિદિગ વિજય.

## અદ્દભુત આખ્યાન.

કે જેમાં દેવી અને દૈત્યોનું અપાર યુદ્ધ મધુ કૈટભ, ધુમ્રાક્ષ, ચંદમુડ, શુંભ નિશુભ, રક્તબિજ અને મહિશાસુર આદી અનેક બાળવાન રાક્ષસોની યુપ્તત્તી અને સંહાર, દેવીઓની યુપ્તત્તી અને પરાક્રમ, બ્રહ્માએ વિશ્નુએ, ઇંદ્રઆદી દેવતાઓએ કરેલી સ્તુતિ અને દેવીનુ મહાત્મ વીગેરે માર્કંડેય પુરાણ ને અનુસરીને અપાર રસ યુક્ત વારતા અમારી પાસે હાલ બનેછે, અને થોડા દીવસમાં છપાશે, માટે જેને આ સુંદર વિનય યુક્ત ધર્મ પુસ્તક વાંચવા અને ચામુંડા, અંબિકા, ભદ્રકાળી, મહાકાળી, કપાલીની, દુર્ગા આદી દેવીઓનાં જશ ચરીત્ર વાંચવાની મરજી હોય તેમણે નીચેને સરનામે નામ નોધાવવું. પાછળથી તેની જે કીમત ઠરશે તે લેઇશું.

લી. શેવક.

**ગોરધન સદારામ ભટ. લસુંદ્રાના**

**અમદાવાદ, રીચીરોડપર ન્યાયસાગર પ્રેસ.**

આ પુસ્તક બનાવતાં અમારા મિત્ર ગોરધનદાસ સદારામ ભટ તરફથી મદદ મળી છે.